॥ શ્રી ૐ ॥

## નેલના યોગી

# મહાત્મા ગાંધીજીનો

—ઉદ્દેશ—

સુતરને તાંતણે સ્વરાજ્ય.



રેં ટી આ



રેં ટી આ

લેખક-શેઠ મોહનલાલ છોટાલાલ કલાલી.
સ્ટેશન રોડ-સુરત.

પ્રકાશક-મુળચંદભાઈ હીરાચંદ શાહ.
ગોવિંદભાઈ નારાયણ પ્રીન્ટીંગ પ્રેસ સામે
સોપ ફેક્ટરી-સુરત.

કીંમત રૂા. ૦-૧-૦

# જેલના યોગી મહાત્મા ગાંધીજીનો

—ઉદ્દેશ—

સુતરને તાંતણે સ્વરાજ્ય.

---

## મહાત્મા ગાંધીજીને ચરણે.

દુર્બળતા દેને તજી કંકણુ કાયર કામ
શુરાતન લેને સજી અમર થશે તુજ નામ
અમરતો તે થયા કે
જેણે પરને માટેજ જન્મ લીધો

## હર હર સ્વદેશ.

રે સિંહ તણા સંતાન ગરજતા ગયા છોડીશું હીંદ
ડોલાવતા ડગમગ ડુંગર તે જુવે લુંટાતું હીંદ
કયાં દુર્ગાદાસ શુરવીરએ
કયાં ગયા શીવાજી શુરરે
જેણે અરીનાં અરે કાળજાં ભેદયાં છે છીન્દ ભીન્ન
કયાં રમણુ યુદ્ધના યોદ્ધા
કયાં રામ રાજય અયોદયા

તે રામ રાજ્ય રસમય સૂત્રોનું બરો હૃદયમાં બીજ
કયાં હોય ગુલામી આવી
કયાં દેશ દશા દૂર ભાવી

તે જોઇ હૃદયમાં જરી દયાના આવે શું દુરદિન
પાષાણ હૃદય પીગળતાં
જોઈ કત્લ પંજાબે કરતાં

જલીયનવાલામાં જાન શીકારી હણે જુલ્મ આધીન
કયાં ખીલાફતની ખાતર
થયા બંધન મૌલા બીરાદર

રે સહી ગુલામી જીવે જગતમાં જાણો નમાલાદીન
રે કૃષ્ણ ગાંધીજી અરવા
જે જુલ્મ અનીતિ હણવા

તે દીએ સુદર્શન ચક્ર રેંટીઓ બને પાપીઓ ક્ષીણ
દઈ તજી ગપાટા વાતો
સહુ ખાંતે રેંટીઓ કાંતો

બનો સાચા સ્વદેશી સુતર તાંતણે સ્વરાજ્ય છે આધીન
શું તોપ ગોળા ત્યાં કરશે
જયાં હરી સુદર્શન ફરશે

છે સાચ હરીની સાથ કામમાં બનો ભક્તિમાં લીન

મહા તાજ વગરના રાજા
મહાત્માજી જીવજો ગાજા
જે આજે ગુલામી દોર તોડવા જેલે વસે રણધીર
જેલ બંધનને પરીહરવા
કહે ગાંધી ખાદી વાપરવા
પછી થશે અભય તું સરસ સમયને સાધીને શૂરવીર
ડગમગ સત્તા ડગમગશે
જયાં આત્મબળ સંચરશે
ટળશે અરીને વરશે વિજયની માળ ગરજશે હીંદ

ગરબો.

આવો આવો અસહકારી બેનડી, માત ભારતીને
આંગણે સાહેલડી
ઉગે ભારતી પ્રભાત પ્રીય બેનડી, ઉષા સોહે
સ્વરાજ્યની સાહેલડી
દુઃખ દેખી નીજ માતનાં દ્રવે હૃદય પાષાણ
જુલ્મ અનિતિ ટાળવા બન્યા ગાંધી સરદાર
હીંદુ ઈસ્લામ શાંત સાથીઆરે
શોકત મહમદ યુધ્ધ ગોઠીઆરે
રણ આંગણે ઉભાં અમે બેનડી તજી તરવાર તીરને સાહેલડી
સજયાં શસ્ત્ર અમે શાંતીનાં બેનડી આત્મ બળને યોગે
એ સાહેલડી

ચક્ર સુદર્શન જ્યાં ફરે જ્યાં કૃષ્ણ ગાંધી સરદાર
સત્તા બળ ત્યાં શું કરે રદ તોપ ગોળા તલવાર
સુતરને તાંતણે સ્વરાજ્ય એમ આવશે
સહુ ખાદી પહેરો દીન દશા દૂર ભાગશે
જતાં જેલે જે દેશભક્ત બેનડી અર્પો વિજય સૂત્ર માળ
ઓ સાહેલડી.
તેનાં પંથે પળોને સહુ બેનડી કાંતો રેંટીઓ હા રેંટીઓ
સ્વરાજ્ય કેમ મળશે ઓ સાહેલડી.

## ઇશ્કે કત્લ (કવ્વાલી.)

હાંરે ઇશ્કના દિવાના ઇશ્કે ન કત્લ થાશો
તન ધન લુંટાવી ઇશ્કે હાથે ખતા ન ખાશો
આવી બદન જુવાની હાયે વૃથા ગુમાવી
ઇશ્કે ગુમાન રોશો
ઇશ્કે બનીને અંધા ફકડ બનો ફરંદા
ફકડ ફાની રોશો
રંડીને ઘેર જાતાં ઇશ્કે નીસો ન કાતાં
દઈ દામ હામ ખોશો
હજારની એ રંડી વિષમય ગટર ગંદી
તેપર ગુમાન આશો
ઉપરથી પ્યાર રાખી કરતી બદનને ખાકી

ખુન ખ્વાર ખલ્કે થાશો
હતું ધન હતી તમારી   નથી તો તમાચ મારી
તન ધન ગુમાવી દેશો..............ઈશ્કે
અયે ઇશ્કના ખરાબે ખુદ્દા ખરાબી થાશે
દુનીઆ જુએ તમાસો..............ઈશ્કે
આના કહીને આવી લલાગયા લલચાઈ
સહુ તોરબલ લુંટાશો...............ઈશ્કે
રંડીના યાર ભોગી થશે લે કરૂ ને નરોગી
ત્યાં નાખશો નીસાસો..............ઈશ્કે
ઈશ્કે ગુમાવી શકિત તનમાં થતાં અશકિત
ભીખ માંગીને ભટકશો.............ઈશ્કે
અરે ભારતનાં નરનારી તજો ઇશ્ક રંડીયારી
ભારતના પુત્ર હો તો...............ઈશ્ક

---

(લાગી લગન મને એ રાહ.

માગ્યે સ્વરાજ્ય નહિ મળશે હો જનુની જાયા માગ્યે
સ્વરાજ નહિ મળશે–ટેક.
નહિ જાગો તો જરૂર જુલ્મ કરશે હો જનુની જાયા
માગ્યે સ્વરાજ્ય નહિ.
મોટી મીટીંગો મરીશુ કીધું, કાર્ય કર્યો વીણ કહી
રૂળ દીધુ
કર્મ કરે તો સહુ મળશે. હો જનુની જાયા

## શેર.

રે ઝુંપડીમાં જાનેરે કુરબાન ભૂખે થાય છે.
રે લૂંટડી સમનાર નર ભીખ માગતા ભચકાય છે
મહેનત કરે બેતણી પણ એકના પોષાય છે
રે રે દશાએ દેશની જોઈ હૃદય સળગી જાય છે

જો જો લુટારો લૂંટ કરશે, હો જનુની.
કૃષ્ણ ગાંધીની શીખ ઉર ધરજે.
ચક્ર રેંટીઓ સુદર્શન ફરશે

તો આશ અંતરની ફળશે........હો જનુની જાય
પંજાબના ઇન્સાફમાં રે હાય કત્લો શું કરી
પેટે ચલાવી ચોટ ચાબુક મારતા ઝુલ્મી અરી

એ બંધુ ખાતર પ્રાણ પાથરજે
ચરખો ચલાવી ખાદી ઉર ધરજે.

તો જડમૂલ જુલ્મ સહુ ટળશે............હો..........
બહુ બહુ કહ્યું બહુ સાંભળ્યું બસ હૃદયા આ સળગી રહ્યુ
અન્યાયને જૂલ્મો સુણી આંખો જીગર રડતું થયું

એ જીગર આંસુને લોવા
જો ચહે હીંદની શેવા
તો ઝુકાવો સ્વરાજ્ય ઝટ મળશે. હો..........

મોહનમાળ આલે કંઠ ધારી
રણમાં પડો હર સ્વદેશ પુકારી
ચહોતો ડુંગર ડગમગશે હો જનુનીઆ.........
કેમ કહો શું કરશો.

૧ દેશ ભકિતમાં દાસ બનીને રણ આંગળ ઉભા રહીશું
જેલ જાત્રાને જાન અરપતાં, સ્વરાજ અમે સ્હેજે લઇશું
૨ અસહકારને આશ્રય રહીને, સુખ દુઃખને સરખા ઘણશું
માતાને ચરણે મરનાં બસ, સ્વરાજ અમે સ્હેજે લઈશું
૩ ગુલામીના દોર તોડવા, જેલ મ્હેલ માનીનું
રેંટ ચક્રથી રસ્તો કાપી, સ્વરાજ અમે સ્હેજે લઈશું
૪ ખાદી વાદી સઘળા થઇને, દેશ ભકત સાચા થઈશું
ભયની ભીંતો તોડીને, સ્વરાજ અમે સ્હેજે લઈશું
૫ હીંદુ મુસલમાન સંપે રહીને, દેશ દશાને દૂર કરશું
ચેતી જઇને સંપે ચાલી સ્વરાજ અમે સ્હેજે લઈશું
૬ વીલાયતીને દૂર કરીને દેશી થઈ દેશી થઇશું
આપે મુકી ઇંગ્લીંશ શીક્ષણ, સ્વરાજ અમે સ્હેજે લઈશું

૭ ટાઇટલ ટાયલું તજી દઇને, માનચાંદથી ચેતીશું
સ્વાશ્રય આશ્રય આધિન રહીને, સ્વરાજ અમે
સ્હેજે લઇશું
૮ મહાત્મા ગાંધી સરદાર અમારા શીકલની સાથે
રહીશું
દેશ ભક્તને માન દઇને, સ્વરાજ અમે સ્હેજે લઇશું
૯ ગના બળથી જરા ન ડરતાં પડે પડે છાતે
સહીશું
બસ ધુન હૃદયમાં લાગી, સ્વરાજ અમે સ્હેજે
લઇશું
૧૦ હિંદ માતનો કરશું ઉદય, સ્વરાજ ધ્વજ ફરકાવીશું
બસ અસહકારી સહુ આવો, સ્વરાજ અમે સ્હેજે
લઇશું.

મનહર છોટાલાલ ગોર કઠવાણી.

---

## -સ્વદેશી ધુનનો ગરબો-

(રાગ—રઘુપતિ રામ હૃદયમાં રહેજોરે)
ગુણીયલ મ્હારી બેન અસહકારી બનજોરે
ગમે સાચો સત્યાગ્રહ કરજો ગુણીયલ.

આખા દેશની જેમાં આબાદી રે
પહેરો ખંતથી સર્વે એ ખાદી રે
ત્યારે કહેવાશો સ્વરાજ વાદી. ગુણીયલ.

પારદરશક પરદેશી સાડી રે
પહેરે કાયા નો દીસે ઉઘાડી રે
એવી ફેશન નાંખજો કહાડી . ગુણીયલ.

બંગડી પોલકાં ને ફેન્સી ફરાકો રે
બહેનો સરવે એ સત્વર ત્યાગો રે
સાચી ભારતની તનયાઓ જાગો, ગુણીયલ.

અતી લાડથી જેને ઉછેર્યાં રે
જેણે રામ તણાં મન હેર્યાં રે
એવાં સીતાએ વનફુળ પહેર્યાં ગુણીયલ.

દેશ ભકતમાં નામના જેની રે
કીરતી જગમાં ગવાશેજ તેની રે
એવાં ધન્ય સરોજની બહેની ગુણીયલ.

દયા દેશની દીલમાં આણી રે
મુકયાં વિદેશી વસ્ત્રોનાં પાણી રે
એવાં સરલાદેવી ચોધરાણી. ગુણીયલ.

જેની અનસુયાના જોઇ કામો રે
દીધો ભારતી માયે વીસામો રે

પ્રસન્ન થઈ કહ્યું સ્વરાજ્ય પામો. ગુણીયલ.
જેનાં માત પીતા હશે એક રે
વળી કુળમાં હશે જો વીવેક રે
તે તો રાખશે સાચો આ ટેક ગુણીયલ.
કુળવંતીને ઝાઝું શું કહીએ રે
હવે આટલેથી છાનાં રહીએ રે
જરા સમજે તેને શીખ દઈએ ગુણીયલ.
બેનો મોટી તમારી આ ખામી રે
જોઈ ભારતી લજ્જાએ પામી રે
કવી રાવ કહે શીર નામી. ગુણીયલ.

---

## —ફૈસનમાંહ્યનો રાગડીઓ.—

( રાગ મરસીઆ. )

હાય હાયરે બહેનો કહું તે સાંભળો, એ ટેક
મજા માનો પોલકાં પહેરી, થયો માલ વિદેશી વેરી,
જાણુ થતાં હવે ખુબ ઠેરીરે. હાય હાયરે.
વિદેશી બંગડીઓ આવી, દેશ નાંખ્યો બધો આ તાવી,
ભુંડી ભુલ હવે શીદ ખાવીરે, હાય હાયરે.
સપાટે ઝપાટા દીધા, ભીખ માગતા હિંદને કીધા.
દોરી લોટા તમે હાથ લીધારે. હાય હાયરે.
હોળી થઈ ચોળીથી જાણી. ધર્મ ઉપર ફેરવ્યું પાણી,

ધોળે દીએ લક્ષ્મી તાણીરે હાય હાયરે.
સુંદર વણી ફેણજે માંડી ઘેલી ગુજરાત આ છેક શાંડી
બીડી પુંકવા હાથ રહી કાંડીરે હાય હાયરે.
વિદેશી માલે ડંક દીધો, ભીખ માગતો આ દેશ કીધો.
ભુખે રસ્તો મસાણુનો સીધોરે હાય હાયરે.
આવ્યાં વસ્ત્ર ઝીણાં જેમ જાળી, પવન ખાવા મુકે જેમ
બારી, નગ્ન જેવાં એમ લાજ ભાગીરે. હાય હાયરે.
તમે ગાઠે સાડીઓ પહેરી રંગલાલ ગુલાબી ઘેરી,
ગઇ્યા જાગી હતા જે લહેરીરે. હાય હાયરે.
જેને દેખી રાજાઓ ધ્રુજે સતીમાની મોટાઓ પુજે
એ દશા માડી બહુ ખુંચેરે હાય હાયરે,
સિધ્ધરાજ, જેસીંગ વીરજેવા, દુર હઠયા રાણકથી કેવ
હવે રહ્યા બંગડીના હેવારે. હાયહાયરે.
પર પૂરૂષને કર શુભ દેવો, એ બંગડીનો લ્હાવ લેવો
એથી બળ્યો જન્મ આ એવોરે. હાય હાયરે.
હેનો ચોટે ચકલે ચાલી, શીલ જત દશા આ ખાલી
વિદેશી બંગડીઓ ઘાલી રે. હાય હાયરે.
વાડીલાલ તણી શીખ માની, બની જાઓ બહેનો શાણી
હિન્દ ફેશનથી છે હાણી રે. હાય હાયરે

## સુરતના સેલાણી.

કંઈ હાજે ભારતની આણીરે સુરતના સેલાણી
તમ્મે મોજશોખ મનમાનીરે સુરતના સેલાણી,—ટેક.
સુરત નામ સોહાગી પણ કંઈ બદ સુરતનાં કામ
સુરત સલુણી પ્યારી રૂડી, પણ નાક નગુણ નકામ—
સેલાણી
વિદ્યા વિદીત ઘણા જન ગુણીવલ, પણ ભાષા ભૂત સમાન
માદીકરી સુણતાં સહુ બોલે, જે સુણી શકે નહિ કાન—
સેલાણી
વિનય વિનાની ભાષા બોલે, મદીરા તાડી મસ્તાન,
ભોગ ભોગવવા ખાનપાનમાં રોગતણા નિધાન—
સેલાણી
વિર્ય હીણ વસે વધુ પુરુષો કામીની કામે તમામ
સ્વાર્થ વિષયની ચાલે સાધના નિર્લજ નફ્ટ નકામ—
સેલાણી
ખોટ ખર્ચમાં કરે ખરાબી ઠાઠ મહી વીણ દામ
ભપકે ભારે બજારે મ્હાલે અંદર પોલ તમામ—
સેલાણી
સહગુણીને ગુણહીણ બનતા બને કામીની નીષ્કામ
કલંક લાગે વગર વાંકનું, કેમ સહી શકે ઘનશામ—
સેલાણી

અલબેલી બની ચાલી નીકળી મોટા મંદીરનું નામ
દર્શન મન પ્રિયજનનાં કરવા ધરે ભક્તિ બદનામ—
સેલાણી

ફેશનમાં પુર ફસી હશીને ચાલે ચોક બજાર
છળે છટકેલો છેલ ફેલથી ફના કરે ઘરબાર—
સેલાણી

વૃથા વાણીમાં હિંમત રાખે ગજામાં બૈરી સમાન
કુચ્છ વાળી ફરે કંઇક કામીની યોધ્ધા સમ અભિમાન—
સેલાણી

ટળે તાપ સહુ તાડી પીતાં હરરોજ તાડી મેમાન
સારા દિવસની સહુ કમાણી પીઠે જમા નુકશાન—
સેલાણી

કારીગરી કરે બહુ કારીગર જરી રેશમનો જાણુ
રોજ કમાયે પીઠે જાએ આખર તાણમતાણુ—સેલાણી
હજાર રૂપીએ ઘોડાગાડી દશ હજાર જો દામ
મોટર વસાવે મુખ મલકાવી એક પચીસની હામ—
સેલાણી

વિષય ભયંકર વિષધર મ્હાલે ગુણીકા કરતી ગાન
દામ દઇને ડાહ્યો દીવાનો ગાન મહી ગુલતાન—સેલાણી



ધીરો ધીરો ચાલેરે ! મીઠા મીઠો ગાજેરે !
રૂડો મારો રેંટીઓ હોજી ! ધીરો૦
એ રેંટીઆમાં દેશોદયના નીકળે તાર
એ તારે તારે બાંધ્યું ભારતનો ઉદ્ધાર રે ! ધીરો૦
(સાખી) આઠ રૂડી પાંખો રૂડા ઉજવલ તેનાં નામ.
ઉજ્જવલ પૂણી આપતી ઉજ્જવલ મારા હાથ.
દુઃખો સહુ હરતોરે ! અભયપણે ફરતોરે !
રૂડો મારો રેંટીઓ હોજી ! ધીરો૦

---

ઝુકાવી શીરને સાટે લડયા એ એ તાજને માટે
છતાં ના દાદ કંઇ દેતે–કહો ત્યાં દોશ કોનો છે—
લડયા વીદેશીઓ સાથે બ્રીટનના વાવટા કાજે
છતાં લાયક નથી ભાખે–કહો ત્યાં દોશ કોનો છે—
થઇને રાંક કરગરતાં અમે માગ્યું અમારૂં તો,
છતાં હસીશું કહી હસતા કહો ત્યાં દોશ કોનો છે—
ખિલાફત ધર્મ ખાતર જે મુસલમીનને હૃદય ભીતર,
લગાવ્યું હાથરે ખંજર–કહો ત્યાં દોશ કોનો છે—
લખીત એ લેખ રાણીના ન બંધન હોય ધર્મમાં,
છતાં છે છેક અવગણના–કહો ત્ય દોષ કોનો છે—

અમે ચેતી અમારૂં શું હવે શોધી અમે લઈશું,
છતાં તમને ગમે તે ના-કહો ત્યાં દોશ કોનો છે—
અમે હસ્તે વણી ખાદી પહેરી સ્વેતને સાદી
તુટે વેપાર વિદેશી કહો ત્યાં દોશ કોનો છે—
કરે શિક્ષણ નમાલા લાજે અમે તેને તજી દઇએ,
છતાં તમને રૂચે ના તે કહો ત્યાં દોશ કોનો છે—
વિદેશી માલને છોડો વિદેશી બંધનો તોડો,
પહેલેથી જણાયું તો-કહો ત્યાં દોશ કોનો છે—
છતાં રે શૌકતઅલ્લી સહુ બીજા નેતા કર્યા બંધન.
કરવા સ્વરાજયનુ ખંડન-કહો ત્યાં દોશ કોનો છે—
દબાવી દાખલા દેવા અમોને ભીરૂ ગણી લેવા,
ચલાવો આ અદાલત પણ-કહો ત્યાં દોશ કોનો છે—
હવે અપમાનથી મરવું ગુલામીથી જવું જે'લે,
અમે પ્યારૂં ગણ્યું છે તો-કહો ત્યાં દોશ કોનો છે—
અરે પંજાબના ન્યાયે કતલ કંઈ જાનની કીધી
છતાં હીંદ રહે સાંખી-કહો ત્યાં દોશ કોનો છે—
અમે ખાદી પહેરી તો તમે તે ફાડી તોડો છો
દબાવો દેશનો હુન્નર-કહો ત્યા દોશ કોનો છે—
તમારા સ્વાર્થની ખાતર કરો આ હીંદને ઘાયલ
ભલે હીંદી ભૂખે મરતા--કહો ત્યાં દોશ કોનો છે—

---

## જેલના યોગીની સ્વરાજ્ય સમાધી.

(તેમને માયા લગાડી એ રાગ.)

સ્વરાજ્ય સમાધી લગાવીરે હો મોહન ગાંધી સ્વરા
જ્ય સમાધી લગાવી—ટેક.

ભારતી પ્રજાને જગાવીરે હો.-મોહન

દેશ દશા દૂર્બળ પરી હરવા, સ્વરાજ્ય ધૂન મચાવીરે
શોકત મહમદ સાથી બનાવ્યા, હીન્દુ ઇસ્લામને
સમજાવીરે

સુતરને તારે સ્વરાજ આપવા, ખાદીનું સૈન્ય જમાવીરે
દેશની લક્ષ્મી દેશે સંઘરવા, વિદેશી વસ્ત્રને બાળીરે
તોપ ગોળાના ભયને ટાળવા, રેટીંયો ચક્ર ચઢાવીરે
સતા બળનું ગુમાન હરવા, અસહકારક યુદ્ધ મચાવીરે
સ્વતંત્ર હીન્દને સેજે બનાવવા, જેલે સમાધી લગાવીરે
જેલના યોગી જેલે જઇને, જેલે સ્વરાજ્ય દિપાવીરે
જેલનું સૈન આજું જણાવી ભય દીધો સઉ ટાલીરે
પંજાબ કત્લનો ન્યાય મેળવા, સત્યની લડત ચલાવીરે
ખીલાફતની આફત જોઇ, હીન્દ દીધું ગજાવીરે
એ સહકારી થઇ ખાદી પહેરો તો, દેશની થશે આબાદીરે
દુર્લભ ગાંધીને પંથે પળો સઉ સ્વરાજ સમાધી લગાવીરે

# પ્રાચીન ઇતિહાસની મહાન શોધ.

## શ્રીમાળી ( વાણીઆ ) ઓના જ્ઞાતિ ભેદ.

(પૃષ્ટ ૩૫૦ પાકું પુઠું.) (કિં. ૩-૦-૦)

જેમાં પોરવાડ, ઓશવાળ અને શ્રીમાળી જ્ઞાતિ સહિત સર્વ વર્ણના રસિક લેખો શામેલ છે, ઇતિહાસિક લેખોના રસિક વાચકો અને શ્રીમાળી બંધુઓને માટે આ અમૂલ્ય લાભદાઈ તક છે, જે પુસ્તક અજબ પુરાણા લેખો અને શિલ્પ લેખોથી સંસાધન કરી સર્વ રસથી ભરપુર બનાવેલું છે. તેમાં શું વાંચશો ? કારણ અને તેમાંથી ઉત્પન્ન થયેલ અન્ય વર્ગનું રસિક વર્ણન, શ્રીમાળી ગોત્રરાસો અને વિવેચન, જ્ઞાતિભક્ત જેવા કે ભેંસાશાહ, ભેરૂશાહ, નરહરદાસ, ઉદાર સુરાણા, જગડુ, હિરાનંદ, કોનપાલ સોનપાળ, ઠાકોરશી, પ્રસિદ્ધ વસ્તુપાળ, તેજપાળ, માલ્લીકાર્જુનનો ભવ્યશિલા લેખ, બાબુ પૂર્ણચંદ્રના ચકિત લેખો, મહમદપાદશાહનો શ્રાવક સંઘ સહિત અન્ય સુપ્રસિદ્ધ વાચક પ્રિય લેખકોના લેખો શ્રિયુત મણીલાલ બકોરભાઇ વ્યાસની કસાયલી કલમથી અને મહા પ્રયાસથી આ પુસ્તક લખાયેલ છે, તો તમારા પુસ્તકાલયમાં આ પુસ્તકની વૃદ્ધી કરવા જરૂર ચુકશો નહિ. શ્રીમાળીભાઇના લાભાર્થે ખાસ આ પુસ્તક ખરીદવાની ભલામણ છે.

મળવાનું ઠેકાણું.

હરીપુરા જૈન બંધુ મંડળ-સુરત. } ચીમનલાલ ખુશાલચંદ મોદી

# વેપારી લાઇનવાળાને સુચના.

અમારી બહાર પડતી વારંવાર દરેક ચોપડીઓમાં જાહેર ખબર આપનારને માટે નીચેના ભાવો આપેલા છે.

૧ પેજના રૂા. ૫ ાા પેજના રૂા. ૩
ા પેજના રૂા. ૨ રાખવામાં આવેલા છે

વધુ ખુલાસા માટે નીચેના શરનામે મળવું અગર લખવું.

શ્રી "અંબિકા વિજય" પ્રેસ બરાનપારા ભાગોળ સુરત

ગોર મોહનલાલ છોટાલાલ ન કટલાલી નાગ વાળા બીલ્ડીંગ સ્ટેશન રોડ સુરત.

---

## વાપરો ! વાંચો. વાપરો !

શ્રી કૃષ્ણ વિજય સોપ ફેક્ટરીના સ્વદેશી બીન ચરબીના પવિત્ર સાબુ વાપરો.

માયા મોહિની વાપરી ખાત્રી કરી નહિ ભુલો અને વાપરશો.

ઠે૦ પહેલો ભોઇવાડો મુબારકનાં ?
સુરત સ્ટેશન રોડ પર બ્લોક ન. ૨
માલિક એચ જી. શાહની કું.